# અનુક્રમણિકા

## માં આનંદ નો ગરબો – ૧

આજ મુને આનંદ વાધ્યો અતિ ઘણો માં ,
ગાવા ગરબો છંદ બહુચર માત તણો માં... 1)
અલવે આલ પંપાળ આપેક્ષા આણી માં ,
છો ઈચ્છા પ્રતિપાલ દો અમૃત વાણી માં... ૨)
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસ સકલ તારો માં ,
બાલ કરી સંભાળ કર ઝાલો મારો માં..... ૩)
તોતલા મુખ તન તો તો  તોય કહે માં ,
અરભક માંગે અન્ન નિજ માતા મન લે માં... ૪)
નહિ સવ્ય અપસવ્ય કહિ કોય નવ્ય જાણું માં ,
કલી  કહાવા કવ્ય મન માતા આણુંમાં....... ૫)
કુલજ કુપાત્ર કુશીલ કર્મ અકર્મ ભર્યો માં ,
મુરખમાં બે મિલ રસ રટવા વિચર્યો માં..... 6)
મૂઢ પ્રૌઢ ગતિ મત્ય મન મિથ્યા માપી માં ,
કવણ લહે ઉતપત્ય વિશ્વ રહ્યા વ્યાપી માં... ૭)
પ્રાક્રમ પ્રબલ પ્રચંડ પ્રબલ નબલ પીછું માં ,
પુરણ પ્રગટ અખંડ અજ્ઞ થકો ઈચ્છું માં... ૮)
અરણવ ઓછે પાત્ર અકલે કરી આણું માં ,
પામું નહિ પલ માત્ર મન જાણ્યે જાણું માં... ૯)
રસના યુગ્મ હજાર તે રટ્તે હાર્યો માં ,
ઈશે અંશ લગાર લઇ મનમથ માર્યો માં... ૧૦)
મારકંડ મહિમાય મુખ માત્યમ ભાખ્યું માં ,
જયમુની ઋષિ જેવાય ઉર અંતર રાખ્યું માં..... ૧૧)
અણગણગણ ગતિ ગોત્ય ખેલ ખરો ન્યારો માં,
માત જાગતી જ્યોત જલહલતો પારો માં.... ૧૨)
જશ ત્રણ્ય વરણ ગુણ ગાથા કૈક ઉંડલ ગુંડલ માં ,
ભરવા બુદ્ધિ બે હાથ ઓધામાં ઊંડલ માં.... ૧૩)
પાય નમાવું શીશ કહું ઘેલું ગાંડું માં ,
માત ન ધરશો રીસ છો ખોલું ખાંડું માં... ૧૪)
આધ નિરંજન એક અલખ અકલ રાની માં ,
તુજથી અવર અનેક વિસ્તરતા જાની માં... ૧૫)
શક્તિ સમજવા શ્રેષ્ઠ સેજ્ય સુધાવે અલપ માં ,
કિંચિત કરુણા દ્રષ્ટ ક્ત ક્ત કોટિ કલપ માં.... ૧૬)
માતંગી મન મુક્ત રમવા મન કીધું માં ,
જોવા જુક્ત અજુકત રચીયા ચૌદ ભુવનમાં.... ૧૭)
નીર ગગન ભુ તેજ હેત કરી હર્મ્યા માં ,
મૃત વીયજે જેહ ભાંડ કરી ભર્મ્યા માં.... ૧૮)
તત્ક્ષણ તમથી દેહ ત્રણ્ય કરી પેદા માં ,
ભવ કૃત કરતા જેહ સૃજક પલ છેદ્યાં માં.... ૧૯)
પ્રથમ કર્યો ઉચ્ચાર વેદ ચાર વાયક માં ,
ધર્મ સમસ્ત પ્રકાશ ભૂભરવા લાયક માં.... ૨૦)
પ્રગટ પંચમહાભૂત અવર સવર જે કોઈ માં ,
શક્ત્ય સરવ સંયુક્ત શક્ત્ય વિના નહિ કોઈ માં... ૨૧)
મૂલ મહી મંડાણ મહંમાહેશ્વરી માં ,
જુગ સચરાચર જન જય વિશ્વેશ્વરી માં... ૨૨)
જલ મધ્યે જલ શાઈ પોઢ્યા જગજીવન માં ,
બેઠા અંતરીક્ષ આઈ ખોલે રાખી તન માં... ૨૩)
વ્યોમ વિમાનની વાટ ઠાઠ ઠઠયો આછો માં ,
ઘટ ઘટ સરખો ઘાટ કાછ બન્યો કાછો માં.... ૨૪)
જન્મ મરણ અવતાર આકારે જાણી માં ,
નિર્મિત હિત નરનાર નખશીખ નારાયણી માં.... ૨૫)
પન્નગ પશુ પાંખીય પૃથક પૃથક પ્રાણી માં ,
જુગ જુગમાં જંખીય રૂપે રુદ્રાણી માં... ૨૬)
ચક્ષુ ને ચેતન્ય વચચાસન ટીકીમાં ,
જાણવા જુગ મન્ય મધ્ય માતા કીકી માં.... ૨૭)
અનચર ત્રણચર વાય તું વારી ચારતા માં ,
ઉદર ઉદર વર આય તું ભવને ભરતા માં..... ૨૮)
રજો તમો ને સત્વ ત્રિગુણાત્મિક ત્રાતા માં ,
ત્રિભુવન તારણી તત્વ જક્ત તણી જાતા માં.... ૨૯)
જ્યાં જ્યમ ત્યાં ત્યમ રૂપે તેં જ ધર્યા સઘલે માં ,
કોટિક કરે સ્વરૂપ કોઈ તુજને ન કલેમા... ૩૦)
મેરુ શિખર માં વાસ ધોલાગઢ પાસેમાં ,
બાલી બૌચર વાસ આધ વસે વસેમાં.. ૩૧)
ન લહે બ્રહ્મા ભેદ ગુણગત્ય તાહેરી માં ,
વાણી વખાણે વેદ શિમતી માંહેરી માં... ૩૨)
વિષ્ણુ વિમાશી મન્ય ધન્ય ઈમ ઓચરે માં ,
અવર ન તુજથી અન્ય બળી બહુચારે માં... ૩૩)
માણે મન માહેશ માત મયા કીધે માં ,
જાણે સુરપતિ શેષ સૌ તારે લીધે માં.... ૩૪)
સહસ્ત્ર ફણાધર શેષ શકત સબલ સાધી માં ,
નામ ધર્યું નાગેશ કીર્તિ તો વાધી માં... ૩૫)
મચ્છ કચ્છ વારાહ નરસિહ વામન થઇ માં ,
અવતારો તારહ તે તે તું મઈ માં... ૩૬)
પરશુરામ શ્રી રામ રામ બલી બલજે માં ,
બુદ્ધ કલંકી નામ દશવિધિ ધારી દેહમા... ૩૭)
મધ્ય મથુરાથી બળ ગોકુલ તો પોતું માં ,
તે નાખી મોહજાળ બીજું કોઈ નોતું માં... ૩૮)
કૃષ્ણા કૃષ્ણ અવતાર કલીકારણ કીધું માં ,
ભક્તિ મુક્તિ દાતાર થઇ દર્શન દીધું માં... ૩૯)
વિન્દલ વપુચકનાર નહિ પુરુષ પાંખોમાં ,
અચરજ એ સંસાર શ્રુતિ સ્મૃતિ ભાખે માં... ૪૦)
જાણે વિન્દલ કાય જુક્ત કહે અજુગત માં ,

માત મોટે મહિમાય ન લહે ઇન્દ્ર ઉગત માં... ૪૧)
મેરામણ થી મેર કીધો રવૈયો સ્થિર માં ,
આકરષણ એક તેર વસંગીને તર માં.. ૪૨)
સુર સંકટ હરનાર શેવક ને સાનિધ્ય માં ,
અવિગતી અગમ અપાર આનંદી રીધ્ય સીધ્ય માં... ૪૩)
સનકાદિક મુની સાથ સેવી વિધ વીંધે માં ,
આરાધી નવનાથ ચોરાશી સિંધે માં.. ૪૪)
આવી અયોધ્યા ઈશ નામી શીશવલ્યા માં ,
દશ મસ્તક ભુજ વિશ છેદી શીત મળ્યા માં.. ૪૫)
નૃપ ભીમકે ની કુમારી તમ પૂજ્યે પામી માં ,
રુકમણી રમણ મુરારી મન માન્યો સ્વામી માં.. ૪૬)
રાખ્યા પાંડુકુમાર છાના સ્ત્રી સંગે માં ,
સંવત્સર એક બાર વામ્યા તમ અંગે માં... ૪૭)
બાંધ્યો તન પ્રધુમ્ન છુટ્યો નહિ કોઇથી માં ,
સમરીપૂરી સનખન જ્યો કારાગૃહ થી માં.... ૪૮)
વેદ પુરાણ પ્રમાણ શાસ્ત્ર સબલ સાખી માં ,
શક્તિ સકલ મંડાણ વિશ્વ રહ્યા રાખી માં.... ૪૯)
જે જે જગયાયે જોઉં ત્યાં ત્યાં તું તેવી માં ,
સમ વિભ્રમ માતિ ખોઉં કૈ ન શકું કેવી માં... ૫૦)
ભૂત ભવિષ્ય વર્તમાન ભગવતી ભવાની માં ,
આદિ મધ્ય અવસાન આકારે અવની માં... ૫૧)
તિમિર હરણ શશિસુર તે તારો ધોખો માં ,
અમિ અગ્નિ ભરપુર થઇ શોખો પોખો માં... ૫૨)
ષટરૂતુ ષટરસ માસ દ્વાદશ પ્રતિબંધે માં ,
અંધકાર ઉજાસ અનુક્રમે અનુસંધે માં... ૫૩)
ધરતી તું ધન ધન્ય ધાન્ય ધરાવાવે માં ,
પાલણ પ્રજા પ્રજન્ય અણ ચિતવે આવે માં.... ૫૪)
સકલ સૃષ્ટ સુખદાઈ પય દધી ધૃત માઈ માં ,
સ્નેહ સરસ સરસાઈ તું વિના નહિ કાઈ માં... ૫૫)
સુખ દુઃખ બે સંસાર તારા ઉપાયા માં ,
બુદ્ધિ બળ ને બલહાર ઘણું ડાયા વાયા માં.... ૫૬)
ક્ષુધા તૃષા નીદ્રાય લધુ જોબન વૃદ્ધા માં ,
શાંતિ શુરને ક્ષમાય તું સઘળી શ્રધ્ધા માં.... ૫૭)
કામ ક્રોધ મોહ લોભ મદ મચ્છર મમતા માં ,
તૃષ્ણા થઈ સ્થિર થોભ તનમનને સમતા માં... ૫૮)
અર્થ ધર્મ ને કામ મોક્ષ મોહમાયા માં ,
તનતનનો વિશ્રામ ઉર અંતર છાયા માં... ૫૯)
ઉદો ઉદારણ અસ્ત આધ અનાધની માં ,
ભાષા ભૂર સમસ્ત વાક વિવાધની માં... ૬૦)
હર્ષ હાસ ઉપહાસ કાવ્ય કવિત વીતતું માં ,
ભાવ ભેદ નિજ ભાસ ભ્રાંતિ બલે ચિતતું માં... ૬૧)
ગીત નૃત્ય વાજિંત્ર તાલ તાન માને માં ,
વાણી વિવિધ વિચિત્ર ગુણ અગણિત ગણે માં... ૬૨)
રતીરસ વીલસ વિલાસ આશ સકલ જગની માં ,
તાલમાન મધ્યવાસ મહુંમાયા મગની માં.... ૬૩)
જાણે અજાણે જક્ત બે બાંધે જાણે માં ,
જીવ સકલ આસક્ત સૌ સરખું માણે માં... ૬૪)
વિધવિધ ભોગ મ્રજાદ જગદાખ્યું ચાખ્યું માં ,
ધૃત સુરતા ને સ્વાદ્પદ પોતે રાખ્યું માં... ૬૫)
જડ થડ શાખ પત્ર પુષ્પ ફૂલે ફલતી માં ,
પરમાણું એક માત્ર રસબસ વિચરતી માં... ૬૬)
નિપટ અટપટી વાત નામ કહું કોનું માં ,
સરજી સાતે ધાત માત અધિક સોનું માં... ૬૭)
રત્નમણી માણેક નાગમુગીયા મુકતા માં ,
ઉભા અધિક અટેક અન્ય ન સંયુક્તા માં.... ૬૮)
નીલપીત આરક્ત શામ સ્વેત સરખી માં ,
ઉભયે વ્યક્તા વ્યક્ત જકત જશી નિરખી માં... ૬૯)
નગજે અષ્ટ્કુલ આઠ હેમાચલ આધે માં ,
પવન ગવન ગતિ ઠાઠ ચર્ચિત તું મધ્યે માં... ૭૦)
કુપ વાવ્ય તલાવ તું સરિતા સિંધુ માં ,
જલ તરૂણી જે નાવતું તારણી બંધુ માં.. ૭૧)
વૃક્ષ ભાર અઢાર ભુ ઉપર ઉભા માં ,
ક્રત ક્રત તું કિરતાર ક્રોશ વિધા કુંભા માં... ૭૨)
જડ ચૈતન્ અભિધાન અંગા અંશ ધારી માં ,
માનવી માટે માન તે કરણી તારી માં... ૭૩)
વરણ ચ્યાર નિજ કર્મ ધર્મ સમસ્ત થાપી માં ,
બને બાર અપર્મ અનુચર વાર આપી માં... ૭૪)
વાડવ વન્હિવાસ મુખ માતા પોતા માં ,
જપ્તે તપતે આશ માત જગન જોતા માં... ૭૫)
લક્ષ ચોરાશી જંત સૌ તારા કીધા માં ,
આણી અસુર નો અંત દંડ ભલા દીધા માં... ૭૬)
દુષ્ટ દમ્યા કૈવાર દારુણ દુઃખ દેતાં માં ,
દૈત્ય કર્યા સંહાર ભાગ જગન લેતાં માં... ૭૭)
શુદ્ધ કરણ સંસાર કર ત્રિશુલ લીધું માં ,
ભૂમિ તણે શિરભાર હરવા મન કીધું માં... ૭૮)
બહુચર બુદ્ધિ ઉદાર ખળ ખોળી ખાવા માં ,
સંત કરણ ભવપાર સાધક ને સહવા માં... ૭૯)
અધમ ઉધ્ધારણ હાર આસાનથી ઉઠી માં ,
રાખણ જુગ વહેવાર બંધ બાંધી મુઠ્ઠી માં.. ૮૦)
આણી મન આનંદ માં માંડે પગલા માં ,
તેજ પુંજ રવિ ચંદ દે નાના ડગલા માં... ૮૧)
ભર્યા કદમ બે ચાર મદમાતી મદભર માં ,

મનમાં કરી વિચાર તેડાવ્યો અનુચર માં... ૮૨)
ક્રૂર કુટી કરી આરોહ કરુણા કર ચાલી માં ,
નગ પંખી ને નીહોર પગ પૃથ્વી હાલી માં... ૮૩)
ઉડીને આકાશ થઈ અદભુત આવ્યો માં ,
અધક્ષણ માં એક શ્વાસ અવનીતલ લાવ્યો માં... ૮૪)
પાપી કરણ નીપાત પૃથ્વી પડ માહીમાં ,
ગોઠયું મન ગુજરાત ભીલા ભડ મહિમા... ૮૫)
ભોલી ભવાની માય ભાવ ભર્યા ભાલેમાં ,
કીધો કરી ક્રિપાય ચુંવાલે આલે માં... ૮૬)
નવખંડ ન્યાલી નેટ નજર વજર દીઠો માં,
ત્રણ્ય ગામ તરભેટ ઠેઠ આડી બેઠી માં... ૮૭)
સેવક સારણ કાજ સનખન પુર શેઢે માં ,
ઉઠ્યો એક અવાજ ડેડાણા નેઢે માં... ૮૮)
આવ્યા અશરણ શર્ણ અતિ આનંદ ભર્યો માં ,
ઉદિત મુદિત રવિ કર્ણ દશ દિશ જશ પસર્યોમાં... ૮૯)
સકલ સમૃદ્ધિ સુખ માત બેઠા ચિત સ્થિર થૈ માં ,
વસુધા મધ્ય વિખ્યાત વાત વાયુવિધ ગૈ માં... ૯૦)
જાણી પવન જગ જોર જગ જનુની જોખેમાં ,
અધિક ઉડાડ્યો સોર વાસ કરી ગોખે માં.... ૯૧)
ચાર ખુંટ ચોખાણ્ય ચરચાએ ચાલીમાં ,
જનજન મુખ પ્રત્યવાણ્ય બહુચર બહુલાલી માં... ૯૨)
ઉદો ઉદો જેકાર કીધા નવ ખંડે માં ,
મંગલ વર્ત્યા ચ્યાર ચૌદે બ્રહ્માંડે માં.... ૯૩)
ગાજ્યા સાગર સાત દુધે મેં ઉઠા માં ,
અધર્મ ધર્મ ઉતપાત તે કીધા જુઠા માં... ૯૪)
હરખ્યા સુર નર નાગ મુખ જોઈ માનું માં ,
અવિલોકિક અનુરાગ મન મુનીસર ખાનું માં... ૯૫)
નવ ગ્રહ નમવા પાય પાગ્ય પલી આવ્યા માં ,
ઉપર ઉતારવાય મણી મુકતા લાવ્યા માં... ૯૬)
દશ દિશ ના દિગપાલ દેખી દુઃખ વામ્યા માં ,
જનમ મરણ જંજાલ જીતી સુખ પામ્યા માં... ૯૭)
ગુણ ગાંધવ જશ ગાન નૃત્ય કરે રંભા માં ,
સુર સ્વર સુણતા કાન ગત્ય થૈ સ્થિર થંભ્યા માં... ૯૮)
ગુણ નીધ્ય ગરબો એ બહુચર માં કેરો માં ,
કરે ધારી ને દેહ સફળ કરે ફેરે ફેરો માં... ૯૯)
પામે પદારથ પાંચ પોતે સંભાળતા માં ,
નાવે ઉની આંચ દાવાનલ બલતા માં... ૧૦૦)
અસ્ત્ર ન અડકે અંગ આધ શક્તિ રાખે માં ,
નિશદીન નવલે રંગ સમ દમ ક્રમ પાખે માં... ૧૦૧)
જલને અનલ અઘાત ઉતારે બેડે માં ,
ક્ષણ ક્ષણ નિશદિન પ્રાત સંકટવત ફેડે માં... ૧૦૨)
ભૂત પ્રેત જાબુંક વૈતરડા કેણી માં ,
નાવે આડું અચૂક સન્મુખ શકેણી માં.... ૧૦૩)
ચરણ કરણ ગતિ ભંગ ખંગ પંગ ચાલે માં ,
ગુંગ મુંગ મુખ અંગ બદ્ધ બાદ્ધા ટાલેમાં..... ૧૦૪)
સેન વિહોણા નેણ લઇ નેણાં આપે માં ,
પુત્ર વિહોણા કેણ કૈ મેણા કાપે માં.... ૧૦૫)
કલી કલ્પ તરૂ ઝાડ જે જાણે તેને માં ,
ભક્ત લડાવ્યા લાડ પાડ વિનાકોને માં.... ૧૦૬)
પ્રગટ પુરણ પુરુષાઈ તું આપે પલમા માં ,
ઠાલા ઘેર ઠકરાઈ દે દલ હલ ભલતા માં... ૧૦૭)
નિરધનને ધન પાત્ર તું કરતા શું છે માં ,
રોગ દોષ દુઃખ માત્ર તું હરતા શું છે માં.... ૧૦૮)
હય ગજરથ સુખપાલ આલ વિના અજરે માં ,
બરદે બહુચર બાલ ન્યાલ કરો નજરે માં.... ૧૦૯)
ધર્મ ધજા ધન ધાન નટલે ધામ થાકી માં ,
મહીપતિ મુખ દે માન માના નામ થકી માં... ૧૧૦)
નરનારી મલી નેહ જે તમને ગાશે માં ,
કુમતિ ક્રત કર્મ નેહ થૈ ઉડી જાશે માં... ૧૧૧)
ભગવતી ગીત ચરિત્ર જે શુણશે કાને માં ,
થૈ કુલ સહિત પવિત્ર ચડશે વૈમાંને માં.... ૧૧૨)
તુજથી નથી તે વસ્ત તે તુજને તરપું માં ,
પ્રગટ પુરણ પરશસ્તશી ઉપમા અરપું માં.... ૧૧૩)
વારમ વાર પ્રણામ કરજોડી કીજે માં ,
નિર્મલ નિશ્ચલ નામ જન નીશદિન લીજે માં... ૧૧૪)
નમો નમો જગ માત સહસ્ત્ર નામ તારા માં ,
માત તાત ને ભ્રાત તું સર્વે મારામાં... ૧૧૫)
સવંત દશ ને સાત નેઉ ફાલ્ગુન શુધ્ધે માં ,
તિથી તૃતીય વિખ્યાત અતિ વાસર બુદ્ધે માં... ૧૧૬)
રાજ્નગ્ર નિજધામ નવાપુરા મધ્યે માં ,
આઈ આધ વિશ્રામ જાણે જગ બધે માં.. ૧૧૭)
કહે દુલભ સુલભ રહુ છું છેવાડો માં ,
કરજોડી વલ્લભ કે ભટ મેવાડો માં... ૧૧૮)



## ગરબા - ૨

આસમાની રંગની ચુંદડી રે
આસમાની રંગની ચુંદડી રે,
રૂડી ચુંદડી રે,માની ચુંદડી લહેરાય.
ચુંદડી ચમકે તારલા રે , રૂડા તારલા રે,
માની ચુંદડી લહેરાય.
નવરંગે રંગી ચુંદડી રે , રૂડી ચુંદડી રે,
માની ચુંદડી લહેરાય.
ચુંદડીમાં ચમકે હીરલા રે, રૂડા હીરલા રે,
માની ચુંદડી લહેરાય.
શોભે મજાની ચુંદડી રે , રૂડી ચુંદડી રે,
માની ચુંદડી લહેરાય.
ચુંદડીમાં ચમકે મુખડું રે , રૂડું મુખડું રે ,
માની ચુંદડી લહેરાય.
અંગે દીપે છે ચુંદડી રે , રૂડી ચુંદડી રે ,
માની ચુંદડી લહેરાય.
પહેરી ફરે ફેર ફૂદડી રે , ફેર ફૂદડી રે ,
માની ચુંદડી લહેરાય.
લહેરે પવન ઉડે ચુંદડી રે , રૂડી ચુંદડી રે ,
માની ચુંદડી લહેરાય.
આસમાની રંગની ચુંદડી રે , રૂડી ચુંદડી રે ,
માની ચુંદડી લહેરાય.

## ગરબો – ૩

અંબા માના ઉચા મંદિર નીચા મોલ ,
ઝરૂખડે દીવા બળે રે લોલ .... અંબા માના ..
અંબા માના ગોખ ગબ્બર અણમોલ કે ,
શિખરે શોભા ઘણી રે લોલ .... અંબા માના ..
આવી આવી નવરાત્રી ની રાતો કે ,
બાળકો રાસ રમે રે લોલ ... અંબા માના ..
અંબે માં ગરબે રમવા આવો કે ,
બાળ તારા વિનવે રે લોલ .... અંબા માના ..
અંબા માને શોભે છે શણગાર કે ,
પગલે કુમકુમ ઝરે રે લોલ .... અંબા માના ..
રાંદલમાં ગરબે રમવાને આવો કે ,
મુખડે ફૂલડાં ઝરે રે લોલ ... અંબા માના ..
ખોડીયાર માં ગરબે રમવા ને આવો કે ,
આંખો થી અમિ ઝરે રે લોલ ... અંબા માના ..
માં તારું દિવ્ય અનુપમ તેજ કે ,
જોઈ મારી આંખો ઠરે રે લોલ ... અંબા માના ..
ગરબો તારા બાળકો ગવરાવે કે ,
મસ્તાન તારે પાયે પડે રે લોલ ... અંબા માના ..

## ગરબો -૪

અંબા આવો તો રમીએ
અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો
ચુંદડી ની જોડ છે , મહી મારો ભાગ છે
મૈ બોલાવી કેમ ના આવે , એટલો મારો વાક છે .
ખોડીયારમાં આવો તો રમીએ
અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો
નથડી ની જોડ છે , મહી મારો ભાગ છે
મૈ બોલાવી કેમ ના આવે , એટલો મારો વાક છે .
બહુચરમાં આવો તો રમીએ
અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો
કડલા ની જોડ છે , મહી મારો ભાગ છે
મૈ બોલાવી કેમ ના આવે , એટલો મારો વાક છે .
મહાકાળીમાં આવો તો રમીએ
અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો
ઝાંઝર ની જોડ છે , મહી મારો ભાગ છે
મૈ બોલાવી કેમ ના આવે , એટલો મારો વાક છે .
બુટભવાનીમાં આવો તો રમીએ
અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો
એરિંગ ની જોડ છે , મહી મારો ભાગ છે
મૈ બોલાવી કેમ ના આવે , એટલો મારો વાક છે .

## ગરબો – ૫

હો રૂડે ગરબે રમે છે દેવી અંબિકા રે ...
હે પાય વાગે છે ઘૂઘરી ના ખમ્કા રે ...
હો રૂડે ગરબે રમે છે ...
હે બ્રમ્હલોક માંથી બ્રહ્મા જોવા આવિયા રે ,
હે સાથે દેવી બ્રમ્હાણી ને લાવીયા રે
હો રૂડે ગરબે રમે છે ...
હે વિષ્ણુલોક માંથી વિષ્ણુ જોવા આવિયા રે ,
હે સાથે દેવી લક્ષ્મીજી ને લાવીયા રે
હો રૂડે ગરબે રમે છે ...
હે કૈલાશ માંથી મહાદેવ જોવા આવિયા રે ,
હે સાથે દેવી પાર્વતીજી ને લાવીયા રે
હો રૂડે ગરબે રમે છે ...
હે નાગલોક માંથી નાગદેવ જોવા આવિયા રે ,
હે સાથે સર્વે નાગણીઓ ને લાવીયા રે હે રૂડે ગરબે રમે ...

## ગરબો – ૬

ચપટીભરી ચોખા ને ઘી નો છે દીવડો
શ્રીફળ ની જોડ લઈને રે ,
હાલો હાલો પાવાગઢ જઈએ રે ,
ચપટી ભરી ચોખા ને ...
સામેની પોળે થી માળીડો આવે ,
ગજરા ની જોડ લઈને રે
હાલો હાલો પાવાગઢ જઈએ રે ,
ચપટી ભરી ચોખા ને ...
સામેની પોળે થી સોનીડો આવે ,
ઝુમ્મર ની જોડ લઈને રે
હાલો હાલો પાવાગઢ જઈએ રે ,
ચપટી ભરી ચોખા ને ...
સામેની પોળે થી કુંભારી આવે ,
ગરબા ની જોડ લઈને રે
હાલો હાલો પાવાગઢ જઈએ રે ,
ચપટી ભરી ચોખા ને ...
સામેની પોળે થી સુથારી આવે ,
બાજોટ ની જોડ લઈને રે
હાલો હાલો પાવાગઢ જઈએ રે ,
ચપટી ભરી ચોખા ને ...
સામેની પોળે થી જોષીડો આવે ,
ચુંદડી ની જોડ લઈને રે
હાલો હાલો પાવાગઢ જઈએ રે ,
ચપટી ભરી ચોખા ને ...

## ગરબો – ૭

તાળી પડે છે સવાલાખ ની રે ,
ગરબાના મૂલ નો થાય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....
મંડપ બાંધ્યો છે નર્યા ફૂલ નો રે ,
મહેક મલક માં નો માય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....
સોપો પડ્યો આકાશમાં રે ,
ચાંદો તો બહુ મુંજાય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....
દીવા બળે ભર્યા હેત ના રે ,
તેજ એના રેલાય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....
પગલા પડે જ્યાં હેમના રે ,
એને શે ધૂળ કહેવાય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....
સો સો કોયલ ટોળે વળી રે ,
મીઠી મીઠી ટહુકાય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....
રાધા પૂછે બહેન  રુક્ષ્મણી રે ,
શાની આ રમઝટ થાય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....
ગબ્બર ગોખેથી માં ઉતર્યા રે ,
અંબિકા ગરબા ગાય દેવી અંબિકા ,
તાળી પડે છે સવા લાખની રે ....

## ગરબો -૮

આદ્ય શક્તિ તુજને નામું રે બહુચરા ,ગણપત લાગુ પાય .
દિન જાણી ને દયા કરો બહુચરા મુખે માગું તે થાય
આદ્ય શક્તિ તુજને નામું રે...
વાણી આપો ને પરમેશ્વરી રે બહુચરા ગુણ તમારા ગવાય ,
ચોસઠ બેની મળી સામટી રે બહુચરા માનસરોવર જવાય ,
આદ્ય શક્તિ તુજને નામું રે...
સર્વે મળી કીધી સ્થાપના રે બહુચરા ધરાવ્યો બહુચર નામ ,
સામ સામા બે ઓરડા રે બહુચરા સોનુ ઘડે સો નાર ,
આદ્ય શક્તિ તુજને નામું રે...
શુંભ નિશુંભ ને હાથે હણ્યા બહુચરા બીજા અનેક અસુર ,
રક્તબીજ ને તમે માર્યા રે બહુચરા રક્ત ચલાવ્યા પુર ,
આદ્ય શક્તિ તુજને નામું રે...
જોવા તે મરઘા બોલાવીયા રે બહુચરા દૈત્ય તણા પેટમાય .
ખડી માથે ખોડા કર્યો રે બહુચરા સ્ત્રી માથે પુરુષ ,
આદ્ય શક્તિ તુજને નામું રે...
હૈયું નથી જોને હાલતું યે બહુચરા કઠણ આવ્યો કાળ ,
ધરમ ગયો ધરણી ધસી રે બહુચર પુણ્ય ગયું પાતાળ .
કર જોડી ને વિનવું રે બહુચરા વલ્લભ તારો દાસ
ચરણ પખાળ તુજને નામું રે બહુચર પૂરી આસ ,
આદ્ય શક્તિ તુજને નામું રે...

## ગરબો -૯

એક વાર બોલું કે બે વાર બોલું કે ત્રણ વાર બોલું ઓ માં ,
માં તમે ગરબે રમવા આવજો ....
ગરબે રમવા આવજો માડી, દર્શન દેવા આવજો
ઉતારા દેશું રે માં તને મેડી ના મોલાના ,
એકવાર આવીને મારે મંદિરીયે ઉતારા કરતા જાવ ,
માં તમે ગરબે રમવા આવજો ....
ભોજન દેશું રે માં તને મોંઘા તે ભાવતા ,
એકવાર આવીને મારે મંદિરીયે ભોજન  કરતા જાવ ,
માં તમે ગરબે રમવા આવજો ....

## ગરબો -૧૦

એક વણઝારી ઝૂલણા ઝૂલતી' તી ,
મારી અંબેમાના ઝૂલણા ઝૂલતી 'તી .
માં એ પહેલે પગથી યે પગ મુક્યો ,
માની પાની સામણા નીર મોરી માત ;
વણઝારી ઝૂલણા ઝૂલતી' તી... ,
માં એ બીજે પગથી યે પગ મુક્યો ,
માની ધુટણ સામણા નીર મોરી માત ;
વણઝારી ઝૂલણા ઝૂલતી' તી... ,
માં એ ત્રીજે પગથી યે પગ મુક્યો ,
માની ઢીચણ સામણા નીર મોરી માત ;
વણઝારી ઝૂલણા ઝૂલતી' તી... ,
માં એ ચોથે પગથી યે પગ મુક્યો ,
માની સાથળ સામણા નીર મોરી માત ;
વણઝારી ઝૂલણા ઝૂલતી' તી... ,
માં એ પાંચમે પગથી યે પગ મુક્યો ,
માની કેડ સામણા નીર મોરી માત ;
વણઝારી ઝૂલણા ઝૂલતી' તી... ,

## ગરબો -૧૧

એકે છંદે બીજે છંદે ,ત્રીજે છંદે દોરી ,
ચોથે છંદે રમે , રાની રાંદલ ગોરી ,
રાંદલ માવડી કે ' છે મારે બાજોટ ના કોડ ,
જાવ ને જગાડો ઓલ્યા સુતારી નો બેટો ,
સુતારી નો બેટો આઈ ને દશમસ દુઝે ,
ઉડલો ચૂડલો રણજણ ભમરી , મંડપ નો છાંયો ,
આઈ ની ઉજળી રે નગરી માં રમે રાની રાંદલ ગોરી ,
એકે છંદે બીજે છંદે ,ત્રીજે છંદે દોરી ,
ચોથે છંદે રમે , રાની રાંદલ ગોરી ,
રાંદલ માવડી કે ' છે મારે ચુંદડી ના કોડ ,
જાવ ને જગાડો ઓલ્યા કાપડિયા નો બેટો ,
કાપડિયા નો બેટો આઈ ને દશમસ દુઝે ,
ઉડલો ચૂડલો રણજણ ભમરી , મંડપ નો છાંયો ,
આઈ ની ઉજળી રે નગરી માં રમે રાની રાંદલ ગોરી ,
એકે છંદે બીજે છંદે ,ત્રીજે છંદે દોરી ,
ચોથે છંદે રમે , રાની રાંદલ ગોરી ,
રાંદલ માવડી કે ' છે મારે ટોટીયું ના કોડ ,
જાવ ને જગાડો ઓલ્યા સોનીડા નો બેટો ,
સોનીડા નો બેટો આઈ ને દશમસ દુઝે ,
ઉડલો ચૂડલો રણજણ ભમરી , મંડપ નો છાંયો ,
આઈ ની ઉજળી રે નગરી માં રમે રાની રાંદલ ગોરી ,
એકે છંદે બીજે છંદે ,ત્રીજે છંદે દોરી ,
ચોથે છંદે રમે , રાની રાંદલ ગોરી ,
રાંદલ માવડી કે ' છે મારે વેણીયું ના કોડ ,
જાવ ને જગાડો ઓલ્યા મળીડા નો બેટો ,
મળીડા નો બેટો આઈ ને દશમસ દુઝે ,
ઉડલો ચૂડલો રણજણ ભમરી , મંડપ નો છાંયો ,
આઈ ની ઉજળી રે નગરી માં રમે રાની રાંદલ ગોરી ,
એકે છંદે બીજે છંદે ,ત્રીજે છંદે દોરી ,
ચોથે છંદે રમે , રાની રાંદલ ગોરી ,
રાંદલ માવડી કે ' છે મારે શ્રીફળ ના કોડ ,
જાવ ને જગાડો ઓલ્યા ગાંધીડા નો બેટો ,
ગાંધીડા નો બેટો આઈ ને દશમસ દુઝે ,
ઉડલો ચૂડલો રણજણ ભમરી , મંડપ નો છાંયો ,
આઈ ની ઉજળી રે નગરી માં રમે રાની રાંદલ ગોરી ,
એકે છંદે બીજે છંદે ,ત્રીજે છંદે દોરી ,
ચોથે છંદે રમે , રાની રાંદલ ગોરી ,

## ગરબો – ૧૨

અંબા માના ઉચા મંદિર નીચા મોલ ,
ઝરૂખડે દીવા બળે રે લોલ ..
અંબા માં ના ગોખા ગબ્બર અણમોલ ,
કે શિખરે શોભા ઘણી રે લોલ ..
આવી આવી નવરાત્રી ની રાત રે ,
કે બાળ સૌ રાસ રમે રે લોલ ...
અંબે માં ગરબે રમવા ને આવો ,
કે બાળ તારા વિનવે રે લોલ ..

## ગરબો -૧૩

સાચી રે મારી સત્ય રે ભવાની માં અંબા ભવાની માં ,
હું તો તારી સેવા કરીશ મૈયાલાલ ,
નવ નવ રાત ના નોરતા કરીશ માં ,પૂજાઓ કરીશ માં ,
ગરબો વિરાટ નો ઝીલીશ મૈયાલાલ ,
સાચી રે મારી સત્ય રે ભવાની માં અંબા ભવાની માં ,
હું તો તારી સેવા કરીશ મૈયાલાલ ,
જ્યોતિ માં એક તારી છે જ્યોતિ ,તારા સત નું ચમકે રે મોતી
શ્રદ્ધા વાળા ને તારું મોતી મળે રે માં , માડી રે ...
તારી ભક્તિ ભવાની માં રાણી ભવાની માં ,
હું તો તારા પગલા ચુમીશ મૈયાલાલ ,
સાચી રે મારી સત્ય રે ભવાની માં અંબા ભવાની માં ,
હું તો તારી સેવા કરીશ મૈયાલાલ ,
તું તરનાર ની તારણહારી ,દૈત્યો ને તે દીધા સંહારી ,
શક્તિ શાળી ને તું તો જગની જનેતા માં .., માડી રે...
મારી શક્તિ ભવાની માં ભોલી ભવાની માં ,
હું તો તારા વારણા લઈશ મૈયાલાલ ,

સાચી રે મારી સત્ય રે ભવાની માં અંબા ભવાની માં ,
હું તો તારી સેવા કરીશ મૈયાલાલ ,
જગ માથે એક માયા રચાવી દર્શન દે તું સામે રે આવી ,
સુના સુના રે મારા મંદિર ના ચોક માં ,... માડી રે ...
આવ રમવા ભવાની માં રૂડી રે ભવાની માં ,
હું તો તારે ગરબે ઘૂમીશ મૈયાલાલ ,
સાચી રે મારી સત્ય રે ભવાની માં અંબા ભવાની માં ,
હું તો તારી સેવા કરીશ મૈયાલાલ ,

## ગરબો – ૧૪

હું તો ગઇ'તી મેળે ...
મન મળી ગયું એની મેળે ...મેળા માં ,
હૈયું હણાઈ ને ગયું તણાઈ ...
જોબન ના રેલમાં , મેળા માં ....મેળા માં
હું તો ગઇ'તી મેળે ...
મેળે મેળાવનારો મેળો , રંગ રેલાવનાર મેળો ,
મુલે મુલાવનાર મેળો , ભૂલે ભુલાવનાર મેળો ,
ચિતડું ચકડોળ મારું આમ તેમ ઘૂમતું...
ને આંખ લડી ગઈ અલબેલા માં ,
હૈયું હણાઈ ને ગયું તણાઈ ...
જોબન ના રેલમાં , મેળા માં ....મેળા માં
હું તો ગઇ'તી મેળે ...
મેળા માં આંખ ના ઉલાળા , મેળા માં પાયલ ઝણકાર ,
કોઈના જાણે ત્યારે લાગે , કાળજડે આંખ્યું ના માર ,
હેલાતા રંગે રેલમાં ,
હૈયું હણાઈ ને ગયું તણાઈ ...
જોબન ના રેલમાં , મેળા માં ....મેળા માં
હું તો ગઇ'તી મેળે ...

## ગરબો – ૧૫

કુમ કુમ ના પગલા પડ્યા માડી ના હેત ઢળ્યા ,
જોવા લોક ટોળે વળ્યા રે .....
મડી તારા આવવા ના એંધાણ થયા ...
મડી તુજો પધાર સજી સોળે શણગાર ,
આવી મારે રે દ્વાર , કરજે પાવન પગથાર .. (૨)
દીપે દરબાર ,રેલે રંગ ની રસધાર ,
ગરબો ગોળ ગોળ ઘૂમતો , થાયે સાકાર ... (૩)
ચાચર ના ચોકે ચગ્યા , દીવાડીયા જ્યોતે ઝગ્યા ,
મંનડા હારો હાર હાલ્યા રે ...
મડી તારા આવવા ના એંધાણ થયા ...
કુમ કુમ ના પગલા પડ્યા માડી ના હેત ઢળ્યા ,
જોવા લોક ટોળે વળ્યા રે .....
મડી તારા આવવા ના એંધાણ થયા ...
માં તું તેજ નો અંબાર , માં તું ગુણ નો ભંડાર ,
માતુ દર્શન દેશે તો થશે , આનંદ અપાર ...(૨)
ભવો ભવનો આધાર , દયા દાખવી દાતાર ,
કૃપા કરજે અમ રંક પર થોડી લગાર ...(૩)
સુરજ ના તેજ તપ્યા , ચંદ્ર કિરણ હૈયે વસ્યા ,
તારલિયા ટમ ટમ્યા રે....
મડી તારા આવવા ના એંધાણ થયા ...
કુમ કુમ ના પગલા પડ્યા માડી ના હેત ઢળ્યા ,
જોવા લોક ટોળે વળ્યા રે .....
મડી તારા આવવા ના એંધાણ થયા ...
તારો ડુંગરે આવાસ , બાણે બાણે તારો વાસ ,
તારા મંદિરીયે જોગણીયું રમે રૂડા રાસ ,
પરચો દેજે હે માત , કરજે સૌ ને સહાય ...(૨)
મળી હું છું તારો દાસ , તારા ગુણ નો હું દાસ ..(૩)
મળી તારા નામ ઢળ્યા પરચા તારા ખલકે ચડ્યા ,
દર્શન થી પાવન થયા રે ....
મડી તારા આવવા ના એંધાણ થયા ...
કુમ કુમ ના પગલા પડ્યા માડી ના હેત ઢળ્યા ,
જોવા લોક ટોળે વળ્યા રે .....
મડી તારા આવવા ના એંધાણ થયા ...
એક તારો આધાર ,તારો દિવ્ય અવતાર ,
સહુ માનવ તણા , માડી ભાવ તું સુધાર ,
તારા ગુણલા આપર , તું છો સૌ ની તારણ હાર ,(૨)
કરીશ સૌ નું કલ્યાણ , માત સૌ નો બેડો પાર ....(૩)
માડી તને અરજી કરું , ફૂલડાં તારા ચરણે ધરું ,
નમી નમી પાયે પડું રે ...
મડી તારા આવવા ના એંધાણ થયા ...
કુમ કુમ ના પગલા પડ્યા માડી ના હેત ઢળ્યા ,
જોવા લોક ટોળે વળ્યા રે .....
મડી તારા આવવા ના એંધાણ થયા ...

## ગરબો – ૧૬

સોનલ ગરબો શિરે અંબે માં ચાલો ધીરે ધીરે ..,
ચાલો ધીરે ધીરે , ચાલો ધીરે ધીરે ,
ચાલો ધીરે ધીરે , ધીરે ....
લટકે ને મટકે રસ રમે છે ,દક્ષિણી ના તીરે ..
અંબે માં ચાલો ધીરે ...
સખીઓ સંગે કેવા દીસે છે ,ફરર ફૂદડી ફરે .....
અંબે માં ચાલો ધીરે ...
ચુંદડી ચટકે , મુખડું મલકે ,હાર ગળા માં હીરે ...
અંબે માં ચાલો ધીરે ...

## ગરબો – ૧૭

ઢોલીડા ઢોલ તું ધીમો વગાડ ના ,ધીમો વગાડ ના ,
રઢિયાળી રાતડી નો , જોજે રંગ જાય ના , ...(૨)
ધ્રુજે ના ધરતી તો રમઝટ કહેવાય ના ,......(૨)
રઢિયાળી રાતડી નો , જોજે રંગ જાય ના , ...(૨)
પૂનમ ની રાતડી ને આંખડી ઘેરાય નાં ,.......(૨)
રઢિયાળી રાતડી નો , જોજે રંગ જાય ના , ...(૨)
હો... ચકમકતી ચાલ અને ઘૂઘરી ઘમકાર ,
હો... નૂપુર ના નાદ સાથે તાળીઓ ના તાલ ,
ગરબામાં ઘૂમતા માં ને કોઇથી પહોચાય ના ,....(૨)
રઢિયાળી રાતડી નો , જોજે રંગ જાય ના , ...(૨)
હો... વાંકડિયા વાળ અને ટીલડી લલાટ ,
હો.... મોગરાની વેણી માં શોભે ગુલાબ ,
નીરખી નીરખી ને મારું મનડું ધરાય ના ,....(૨)
રઢિયાળી રાતડી નો , જોજે રંગ જાય ના , ...(૨)
હો....સોળે શણગાર સજી , રૂપનો અંબાર બની ,
હો... પ્રેમનું આંજણ આંજી , આવી છે માડી મારી ,
આછી આછી ઓઢણી માં રૂપ માનું માયનહિ ...(૨)
ઢોલીડા ઢોલ તું ધીમો વગાડ ના ,ધીમો વગાડ ના ,
રઢિયાળી રાતડી નો , જોજે રંગ જાય ના , ...(૨)

## ગરબો – ૧૮

ઝીણો ઝીણો માં ઝીઝ્વો રે , ઝીણી શિયાળા ની રાત ,
અંબા તું મોરી માવડી રે , રમવા આવોને રાસ .
આસોના ઉજળા દા'ડા આયા , મડી ના રથડા ઓરા આયા
વેલેરા આવ મોરી માં , આંગણે પધારો મોરી માં .
સિંહની સવારીએ માંડી આવ્યા,ચોસઠ જોગણી સંગે લાવ્યા
ભલે પધાર્યા મોરી માં , ખમ્મા પધાર્યા મોરી માં
આરાતે સુરના ચોકે આયા ,આકાશદેવ સહુ જોવા આયા
ભલે રમે મોરી માં , અમને ગમે મોરી માં

## ગરબો – ૧૯

માં પાવા તે ગઢથી ઉતર્યા , માં કાલી રે ,
વસાવ્યું ચાંપા નેર , પાવાગઢ વાળી રે ,
માં ચાપા તે નેરના ચાર ચોંટા , માં કાલી રે
સોનીડે માંડ્યા હાટ , પાવાગઢ વળી રે ,
માં સોનીડો લાવે રૂડા ઝૂમણા , માં કાલી રે
મારી અંબે માને કાજ , પાવાગઢ વળી રે
માં પાવા તે ગઢથી ઉતર્યા , માં કાલી રે
માં માળીડો આવે મલપતો , માં કાલી રે
એ લાવે ગજરા ની જોડ , પાવાગઢ વળી રે
માં પાવા તે ગઢથી ઉતર્યા , માં કાલી રે
માં કુંભારી આવે મલપતો , માં કાલી રે
એ લાવે ગરબા ની જોડ , પાવાગઢ વળી રે
માં પાવા તે ગઢથી ઉતર્યા , માં કાલી રે
માં સુથારી આવે મલપતો , માં કાલી રે
એ લાવે બાજોઠ ની જોડ , પાવાગઢ વળી રે
માં પાવા તે ગઢથી ઉતર્યા , માં કાલી રે

## ગરબો – ૨૦

હે મારે મહીસાગર ને આરે ઢોલ વાગે સે ,
વાગે સે રે , ઢોલ વાગે સે ...
હે મારે મહીસાગર ને આરે ઢોલ વાગે સે ,
ગામે ગામ ના સોનીડા આવે સે , આવે સે સુ સુ લાવે સે ?
મારા માની નથણીયું લાવે સે , મારે મહીસાગર ની ....
ગામે ગામ ના સુથારી આવે સે , આવે સે સુ સુ લાવે સે ?
મારા માનો બાજોઠીયો લાવે સે , મારે મહીસાગર ની ....
ગામે ગામ ના દોશીડા આવે સે , આવે સે સુ સુ લાવે સે ?
મારા માની ચુંદડીયું લાવે સે , મારે મહીસાગર ની ....

## ગરબો – ૨૧

માનો ગરબો રે, રમે રાજ ને દરબાર
રમતો ભમતો રે આવ્યો કુંભારી ને દ્વાર
અલી કુંભારી ની નાર તું તો સુતી હો તો જાગ ,
માના ગરબે રે , રૂડા કોડિયા મેલાવ ,
માનો ગરબો રે, રમે રાજ ને દરબાર
રમતો ભમતો રે આવ્યો સોનીડા ને દ્વાર
અલી સોનીડા ની નાર તું તો સુતી હો તો જાગ ,
માના ગરબે રે , રૂડા જાળિયા મેલાવ ,
માનો ગરબો રે, રમે રાજ ને દરબાર
રમતો ભમતો રે આવ્યો ઘાચીડા ને દ્વાર
અલી ઘાચીડા ની નાર તું તો સુતી હો તો જાગ ,
માના ગરબે રે , રૂડા દિવેલીયા પુરાવ ,
માનો ગરબો રે, રમે રાજ ને દરબાર

## ગરબો – ૨૨

મારો સોનાનો ,ઘડુલો રે ...
હા,પાણીડા છલકે છે હા, પાણીડાં છલકે છે ,
ઘૂંઘટ ની ઓરકોર પાલવ ની ઓરકોર
ગોરું મુખલડું મલકે છે હા, પાણીડાં છલકે છે ,
હે પચરંગી પાઘડી વા'લા ને બહુ શોભે રાજ ...
હે નવરંગી ચુંદડી ચટકે ને મન મોહે રાજ ...
ઘૂંઘટ ની ઓરકોર પાલવ ની ઓરકોર
ગોરું મુખલડું મલકે છે હા, પાણીડાં છલકે છે,
હે અંગે અંગરખું વા'લા ને બહુ શોભે રાજ ...
હે રેશમનો ચણિયો ચટકે ને મન મોહે રાજ ...
ઘૂંઘટ ની ઓરકોર પાલવ ની ઓરકોર

ગોરૂં મુખલડું મલકે છે     હા, પાણીડાં છલકે છે,
હે માંથડીયે ઝુલફા વા'લા ને બહુ શોભે રાજ ...
હે અંબોડે ફૂલડાં ચટકે ને મન મોહે રાજ ...
ઘૂંઘટ ની ઓરકોર પાલવ ની ઓરકોર
ગોરૂં મુખલડું મલકે છે     હા, પાણીડાં છલકે છે,

## ગરબો – ૨૩

ઉચી તલાવડી ની કોર પાણી ગ્યાતા પાણી ,
ભરતા રે જોયો સાહ્યબો ...
બોલે અષાઢીનો મોર પાણી ગ્યાતા પાણી ,
ભરતા રે જોયો સાહ્યબો ...
ગંગા જમની બેડલું ને કિનખાબી ઈંઢોણી ,
નજરૂ ઢાળી હાલું તો'યે લાગી નજરૂ કોની ,
વગડે ગાજે મુરલી ના શોર , પાણી ગ્યાતા ..
ઉચી તલાવડી ની કોર પાણી ગ્યાતા પાણી ,
ભરતા રે જોયો સાહ્યબો ...
ઉચી તલાવડી ની કોર પાણી ગ્યાતા પાણી ,
ભરતા રે જોયો સાહ્યબો ...

## ગરબો – ૨૪

માએ ગરબો કોરાવ્યો ગગન ગોખમાં રે ,
સજી સોળ રે શણગાર , મેલી દીવડા કેરી હાર ,
માએ ગરબો કોરાવ્યો ગગન ગોખમાં રે ,
ગાગર ની લઇ માંડવી માથે ઘૂમતી મોરી માત ,
ચૂંદલડી માં ચાંદ છે સાથે રૂપલે મઢી રાત ,
જોગમાયા ને સંગ દરિયો નીતરે ઉમંગ ,
તમે જોગણીઓ સંગ ..
કે માએ પાથર્યો પ્રકાશ ચૌદ લોકમાં રે ....
માએ ગરબો કોરાવ્યો ગગન ગોખમાં રે ,
ચારે જુગના ચૂડલા મારો સોળે કલાનો વાન
અંબા ના અણસારા વિના હાલે નહિ પાન
માના રૂપના નહિ જોડ એને રમવા ના છે કોડ
માની ગરબા કેરી કોર ...
કે માએ ગરબો ચગાવ્યો ચાચર ચોકમાં રે ..
માએ ગરબો કોરાવ્યો ગગન ગોખમાં રે ,

## ગરબો – ૨૫

તાલીઓ ના તળે ગોરી ગરબે ઘૂમી ગાય રે ,
પૂનમ ની રાત ...ઉગી પૂનમ ની રાત ...
આસમાની  ચૂંદલડી માં લહેરણીય લહેરાય રે ,
પૂનમ ની રાત ...ઉગી પૂનમ ની રાત ...
ગોરો ગોરો ચંદલીઓ ને દિલ ડોલાવે નાવલીઓ ,
કહે મન ની વાત રે ...
પૂનમ ની રાત ...ઉગી પૂનમ ની રાત ...
ઓરી ઓરી આવ ગોરી , ઓરી ઓરી ,
ચંદલીઓ હિચોળે તારા હૈયા કેરી દોરી ,
રાતલડી રળિયાત રે ....
પૂનમ ની રાત ...ઉગી પૂનમ ની રાત ...
તાલીઓ ના તળે ગોરી ગરબે ઘૂમી ગાય રે ,
પૂનમ ની રાત ...ઉગી પૂનમ ની રાત ...
ગરબે ઘૂમો , ગોરી ગરબે ઘૂમો ,
રૂમો ઝૂમો ,ગોરી રૂમો ઝૂમો ,
રાસ રમે જાણે શામળિયો ,
જમુનાજી ને ઘાટ રે ...
પૂનમ ની રાત ...ઉગી પૂનમ ની રાત ...
તાલીઓ ના તળે ગોરી ગરબે ઘૂમી ગાય રે ,
પૂનમ ની રાત ...ઉગી પૂનમ ની રાત ...

## ગરબો – ૨૬

હવે મંદિરનાં બારણા ઉઘાડો મોરી માત ,
ગગન કેરે ઘાટ આવી નોરતા ની રાત ,
આવી નોરતા ની રાત ,
ચંદ્રમાં નું ચંદન અને સુરજ નું કેસર ...(૨)
આસમાની ઓઢની માં ટપકીયાળી ભાત ,
ગગન કેરે ઘાટ આવી નોરતા ની રાત , (૨)
કે નભ ના તારલિયા તારી આરતી ઉતારે ,
ને સમીરની શરણાઈ ગાઈ તુજને સત્કારે ,
આજે માવડી ના મિલનીએ જાગ્યું આ વિરાટ ,
ગગન કેરે ઘાટ આવી નોરતા ની રાત ,  (૨)

## ગરબો -૨૭

સાથીયા પુરાવો દ્વારે , દીવડા પ્રગટાવો રાજ ,
આજ મારે આંગણે , પધારશે માં પાવા વળી ,
જય અંબે માં , જય અંબે માં ,  જય જય અંબે ,
વાંઝીયા નું મેણું ટાળી રમવા રાજકુમાર દે માં ,
ખોળા નો ખુંદનાર દે ,
કુંવારી કન્યા ને માડી મનગમતો ભરથાર દે માં ,
પ્રીતમજી નો પ્યાર દે ,
નિર્ધન ને ધન ધાન આપે ,રાખે માડી સહુની લાજ ,
આજ મારે આંગણે પધારશે માં પાવાવાળી .....
કુમ કુમ પગલા ભરશે , મડી સાતે પેઢી તરશે ,(૨)
આધશકિત માં પાવાવાળી જનમ જનમ હરશે પીડા ,(૨)
દૈ દૈ તાળી ગાઓ આજ વાજિંત્રો વગડાવો રાજ ,
આજ મારે આંગણે , પધારશે માં પાવાવાળી ,...

## જય  શ્રી  ખોડીયાર માં

## ગરબો – ૨૮

આજનો ચંદલીઓ માને લાગે બહુ વ્હાલો ,
કહી દો  સુરજ ને કે ઉગે નહિ ઠાલો ,
તારા રે નામનો છેડ્યો એક તારો ,
હું તારી મીર તું ગિરધાર મારો ,
આજ મારે પીવો છે ,પ્રીતિ નો પ્યાલો
કહી દો સુરજ ને કે ઉગે નહિ ઠાલો ,
આપણ બે અણજાણ્યા પરદેશી પંખી ,
આજ મળ્યા જુગ જુગ નો સથવારો ઝંખી ,
જો જે વિખાય નહિ શમણા નો માળો ,
કહી દો  સુરજ ને કે ઉગે નહિ ઠાલો ,
દો રંગી દુનિયા ની કેડી કાંટાળી ,
વસમી છે વાટ કેમ ચાલુ સંભાળી
લાગે ના ઠોકર જો હાથ તમે ઝાલો ,
કહીદો સુરજ ને કે ઉગે નહિ ઠાલો

## ગરબો – ૨૯

કુમ કુમ કેરા રપગલે મળી ગરબે રમવા આવ ,
કે માડી ઘણી ખમ્મા ,ખમ્મા …
ચાચર કેરા ચોકે માડી ગરબે ગરબે રમવા આવ ,
કે માડી ઘણી ખમ્મા ,ખમ્મા …
ચાલો સહિયર જઈએ ચાચર ચોક્મા રે લોલ
દિવડો પ્રગટાવવી માના ગોખમાં રે લોલ ,
આરાસુરી માત આવ્યા આંગણે રે લોલ ,
સામૈયું તે માનું કરીએ તોરણે રે લોલ ,
જય ભવાની જય ભવાની બોલીએ રે લોલ ,
વ્હાલ ના વાદળમાંથી તું પ્રેમ સદા વરસાવ ,
કે માડી ઘણી ખમ્મા ,ખમ્મા …
કુમ કુમ કેરા રપગલે મળી ગરબે રમવા આવ ,
ઢમ ઢમ ઢોલીડા તાલ દેજો રે લોલ ,
ઘૂમી ઘૂમી ગરબો સૌએ લેજોરે લોલ ,
સાથીયા પુરાવો ઘરને આગને રે લોલ ,
અસવારી તે માની વધે શોભતી રે લોલ ,
જય ભવાની જય ભવાની બોલીએ રે લોલ ,
ઘરના આંગણીયા માં આવી મંદિર તું સર્જાવ ,
કે માડી ઘણી ખમ્મા ,ખમ્મા …
કુમ કુમ કેરા રપગલે મળી ગરબે રમવા આવ ,
કે માડી ઘણી ખમ્મા ,ખમ્મા …

**જય માં અંબા ભવાની**

## ગરબો – ૩૦

મેડીએ મેલ્યો સોનાનો બાજોઠીયો ,
માં તારો સોના રૂપા નો બાજોઠીયો ,
પહેલી તે પોળમાં પેસતા રે સમા સોનીડાના હાટ જો ,
સોનીડો લાવે રૂડા ઝૂમણાં રે મારી આંબામાં ને કાજ જો ,
અંબિકા તારા તે ચોકમાં ઉડે અબીલ ગુલાલ …
મેડીએ મેલ્યો સોનાનો બાજોઠીયો ,…
બીજી તે પોળમાં પેસતા રે સમા વાણીડાના હાટ જો ,
વાણીડો લાવે રૂડા ચુંદડી રે મારી ખોડીયાર માં ને કાજ જો ,
ખોડીયાર માં તારા તે ચોકમાં ઉડે અબીલ ગુલાલ …
મેડીએ મેલ્યો સોનાનો બાજોઠીયો ,…
ત્રીજી તે પોળમાં પેસતા રે સમા માંણીયારા ના હાટ જો ,
મણિયારો લાવે રૂડા ચૂડલા રે મારી કલકામાં ને કાજ જો ,
કાળકા માં તારા તે ચોકમાં ઉડે અબીલ ગુલાલ …
મેડીએ મેલ્યો સોનાનો બાજોઠીયો ,…
ચોથી તે પોળમાં પેસતા રે સમા મળીડા હાટ જો ,
મળીડો લાવે રૂડા ઝૂમણાં રે મારી રાંદલ માં ને કાજ જો ,
રાંદલ માં તારા તે ચોકમાં ઉડે અબીલ ગુલાલ …
મેડીએ મેલ્યો સોનાનો બાજોઠીયો ,…

## ગરબો -૩૧

ખોડીયાર છે જોગમાયા માંમડીયા ની ,
ખોડીયાર છે જોગમાયા …
રાજપરે આઈ ખોડીયાર બિરાજતા , પરચા અનેરા દેતા ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે માનતાઓ આવતી , ઘી લાપસી ના ખાણા ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે વાંઝીયાઓ આવતા , વાંઝીયા ને પુત્ર દેનારી ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે નીર્ધનીયા આવતા , નિર્ધન ને ધન દેનારી ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે આંધળાઓ આવતા , આંધળાને આખો દેનારી ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે પાંગળાઓ આવતા , પાંગળા ને પગ દેનારી ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે કોઢિયાઓ આવતા , કોઢિયા ને કાયા દેનારી ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે દુખિયા ઓ આવતા , દુખિયા ના દુઃખ હરનારી ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….
માજી ને પારે બાળકો રે આવતા , બાળકો ને દર્શન દેનારી ,
મામડીયા ની ખોડીયાર છે જોગ માયા ….

## ગરબો – ૩૨

તું કાળી ને કલ્યાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા
તું ચારે યુગ માં ગાવાની રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તને પહેલા તે યુગ માં જાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તું શંકર ની પટરાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તું ભસ્માસુર હરનારી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તને બીજા તે યુગ માં જાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તું હરિશ્ચંદ્ર ઘેર પટરાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તને ત્રીજા તે યુગ માં જાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તું રામચંદ્ર ઘેર પટરાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તું રાવણ ને હરનારી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તને ચોથા તે યુગમાં જાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા
તું પાંડવ ઘેર પટરાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા,
તું કૌરવકુળ હણનારી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા
તું કાળી ને કલ્યાણી રે માં , જ્યાં જોવું ત્યાં જોગમાયા

## ગરબો – ૩૩

રંગે રમે આનંદે રમે રે , આજ નવદુર્ગા રંગે રમે ,
આદિત્યે આવિયા અલબેલી , મંડપ માં મતવાલા રે ભમે ,
રંગે રમે આનંદે રમે રે , આજ નવદુર્ગા રંગે રમે ,
સોળ શણગાર માને અંગે સુહાવે , હીરલા રતન માને અંગે સમે ,
આજ નવદુર્ગા રંગે રમે ,
મંગળવારે માજી છે ઉમંગમાં , ચાચર આવીને ગરબે રમે ,
આજ નવદુર્ગા રંગે રમે ,
બુધવારે માજી બેઠા વિરાજે ,રસ વિલાસ માએ ગયો છે ,
આજ નવદુર્ગા રંગે રમે ,
ગુરુવારે માં ગરબે રમે છે , ચંદન  પુષ્પ તે માને ગમે ,
આજ નવદુર્ગા રંગે રમે ,
શુક્રવારે માજી ભાવ ધારી ને , હેતે રમે તે માને ગમે ,
આજ નવદુર્ગા રંગે રમે ,
શનિવારે મહાકાળી થયા છે , ભક્ત ભોજન માને ગમતા જમે ,
આજ નવદુર્ગા રંગે રમે ,
વલ્લભ કહે માને ભાવે ભજો , ને રાસ વિલાસ ગયો  સૌએ અમે
આજ નવદુર્ગા રંગે રમે ,

## ગરબો – ૩૪

ઊંચા નીચા રે માડી તારા ડુંગરા રે લોલ ,
કે ડુંગર ઉપર ટહુકે ઝીણા મોર ,
કે ગરબે રમવા આવજો રે લોલ , ઊંચા નીચા ...
પહેલો પત્ર રે પાવાગઢ મોકલ્યો રે લોલ ...
કે દેજો મારી કાળકા માંને હાથ ,
કે ગરબે રમવા આવજો રે લોલ , ઊંચા નીચા ...
બીજો પત્ર રે આબુગઢ મોકલ્યો રે લોલ ...
કે દેજો મારી અંબા માંને હાથ ,
કે ગરબે રમવા આવજો રે લોલ , ઊંચા નીચા ...
ત્રીજો પત્ર રે શંખલપુર મોકલ્યો રે લોલ ...
કે દેજો મારી બહુચર માંને હાથ ,
કે ગરબે રમવા આવજો રે લોલ , ઊંચા નીચા ...
ચોથો પત્ર રે આરાસુર મોકલ્યો રે લોલ ...
કે દેજો મારી આરાસુરી માંને હાથ ,
કે ગરબે રમવા આવજો રે લોલ , ઊંચા નીચા ...
પાંચમો પત્ર રે ભદ્રકાલી માને મોકલ્યો રે લોલ ...
કે દેજો મારી ભદ્રકાલી માંને હાથ ,
કે ગરબે રમવા આવજો રે લોલ , ઊંચા નીચા ...

## ગરબો – ૩૫

ગરબો ઘુમતો જાય ,        આજ માનો ગરબો ઘુમતો જાય ,
ઘુમતો ઘુમતો જાય ,        આજ માનો ગરબો ઘુમતો જાય ,
પહેલે તે ગરબે અંબેમાં નીસર્યા ,
લળી , લળી ,ગરબા ગાય , આજ માનો ગરબો ઘુમતો જાય ,
બીજે તે ગરબે બહુચરમાં નીસર્યા ,
સાથે છે સાખીઓ નો સાથ , આજ માનો ગરબો ઘુમતો જાય ,
ત્રણ ભુવન માં ગરબા ને જોતા ,
દેવો હૈયે હરખાય ,        આજ માનો ગરબો ઘુમતો જાય ,
ગરબા ને જોતા બાળકડા આજે ,
ગાંડા ઘેલા થઈ જાય ,      આજ માનો ગરબો ઘૂમતો જાય ,
ગરબા ને દીવડે સુરજ ને ચંદ્ર ,
અંબેમાં ફરી ફરી ગાય ,     આજ માનો ગરબો ઘૂમતો જાય ,
કેશવ ભવાની માં દ્વારે પધાર્યા ,
અભાગી ગુણલા ગાય ,      આજ માનો ગરબો ઘૂમતો જાય ,
ગરબો ઘુમતો જાય ,        આજ માનો ગરબો ઘુમતો જાય ,

## ગરબો – ૩૬

કેસરિયો રંગ તને લાગ્યો અલ્યા ગરબા ,
કેસરિયો રંગ તને લાગ્યો રે લોલ .
આસો ના નવરાત્રા આવ્યા અલ્યા ગરબા ,....        (૨)
ઝીણા ઝીણા જાળિયા મુકાવ્યા અલ્યા ગરબા ,.......  (૨)
કંકુના સાથીયા પુરાવ્યા અલ્યા ગરબા , ......       (૨)
કોના કોના માથે ફર્યો અલ્યા ગરબા , .....          (૨)
નાની નાની બેનડી ના માથે અલ્યા ગરબા ,....       (૨)
કેસરિયો રંગ તને લાગ્યો અલ્યા ગરબા , ......      (૨)
ઘૂમતો ઘૂમતો આવ્યો અલ્યા ગરબા ,...              (૨)
હરતો ને ફરતો આવ્યો આરાસુર ,....                (૨)
માં અંબા એ તને વધાવ્યો અલ્યા ગરબા ,...          (૨)
હરતો ને ફરતો આવ્યો પાવાગઢ ,....                (૨)

માં કાળી એ તને વધાવ્યો અલ્યા ગરબા ,... (૨)
હરતો ને ફરતો આવ્યો માટેલગામ ,... (૨)
માં ખોડીયારે તને વધાવ્યો અલ્યા ગરબા ,.... (૨)
હરતો ને ફરતો આવ્યો શંખલપુર ,.... (૨)
માં બહુચારે તને વધાવ્યો અલ્યા ગરબા ,... (૨)
કેસરિયો રંગ તને લાગ્યો અલ્યા ગરબા , .... (૨)

## ગરબો – ૩૭

છેલાજી રે ... મારે હાટુ પાટણ થી પટોળા મોંઘા લાવજો ,
એમાં રૂડા રે મોરલિયા ચિતરાવજો , પાટણ થી પટોળા ..
છેલાજી રે ... મારે હાટુ પાટણ થી પટોળા મોંઘા લાવજો ,
રંગ રતુંબલ કોર કસુંબલ , પાલવ પ્રાણ બિછવજો રે ...
છેલાજી રે ... મારે હાટુ પાટણ થી પટોળા મોંઘા લાવજો ,
ઓલ્યા પાટણ શે’ર ની રે , મારે થાવું પદમણી નાર ,
ઓઢી અંગ પટોળું રે , એની રેલાવું રંગધાર ,
હીરે મઢેલા ચૂડલાની જોડ મોઘી મઢાવજો રે , પાટણ ...
છેલાજી રે ... મારે હાટુ પાટણ થી પટોળા મોંઘા લાવજો ,
ઓલી રંગ નીતરતી રે માને પામરી ગમતી રે ,
એને પહેરતા પગ મા રે , પાયલ છમછમતી રે ,
નથણી લવિંગીયા ને ઝુમખામાં મોંઘા મોતી મઢાવજો રે ,..
છેલાજી રે ... મારે હાટુ પાટણ થી પટોળા મોંઘા લાવજો ,

## ગરબો – ૩૮

તારા વિના શ્યામ મને એકલડું લાગે ,
રાસ રમવા ને વહેલો આવજે ,...(૨)
તારા વિના શ્યામ ....
શરદપૂનમ ની રાતડી , ચાંદની ખીલી છે ભલીભાત ની ,
તું ન આવે તો શ્યામ , રાસ જામે ન શ્યામ ,
રાસ રમવાને વહેલો આવ .. આવ .. આવ .. શ્યામ
તારા વિના શ્યામ ....
તારા વિના શ્યામ મને એકલડું લાગે ,
રાસ રમવા ને વહેલો આવજે ,...(૨)
ગરબે ઘૂમતી ગોપીઓ ,સુની છે ગોકુળ ની શેરી ઓ ,
સુની સુની શેરીઓ માં , ગોકુળ ની ગલીઓ માં ,
રાસ રમવાને વહેલો આવ .. આવ .. આવ .. શ્યામ
તારા વિના શ્યામ ....
તારા વિના શ્યામ મને એકલડું લાગે ,
રાસ રમવા ને વહેલો આવજે ,...(૨)
અંગ અંગ રંગ છે અનંગ નો , રંગ કેમ જાય તારા સંગ નો ,
તું ન આવે તો શ્યામ , રાસ જામે ન શ્યામ ,
રાસ રમવાને વહેલો આવ .. આવ .. આવ .. શ્યામ
તારા વિના શ્યામ ....
તારા વિના શ્યામ મને એકલડું લાગે , રાસ રમવા ને વહેલો...

## ગરબો – ૩૯

દુધે તે ભરી તલાવડી ને મોતીડે બંધી પાળ રે ,
જીલણ જીલવા ગ્યા’તા , કે ગરબે ઘુમવા ગ્યા’તા...
હે વાટકી જેવડી વાવાલડી ને મ’ઈ ખોબલો પાણી માઈ રે ,
જીલણ જીલવા ગ્યા’તા , કે ગરબે ઘુમવા ગ્યા’તા...
હે દુધે તે ભરી તલાવડી ને મોતીડે બંધી પાળ રે ,
ગરબો માથે કોરિયો માં એ ઝબક દીવડો થાય મારી માડી ,
ગરબો રૂડો ડોલરિયો એ તો ઘમ્મર ઘમ્મર ઘૂમે મારી માડી ,
હે તાળીઓ ની રમઝટ , પગે પડે ને ત્યાં ધરણી ધમધમ થાય રે
જીલણ જીલવા ગ્યા’તા , કે ગરબે ઘુમવા ગ્યા’તા...
હે દુધે તે ભરી તલાવડી ને મોતીડે બંધી પાળ રે ,
હળવે હાલું તો કેર ચહી જાય , હાલું ઉતાવળે તો પગ લચ્કાય ,
સાળુ સંકોરૂંતો વાયરે ઉડી જાય , ધડ્કંતો છેડલો સરી સરી જાય
હે પગને ઠેકે ધૂળની ડમરી ગગન માં છવાઈ રે ...
જીલણ જીલવા ગ્યા’તા , કે ગરબે ઘુમવા ગ્યા’તા...
હે દુધે તે ભરી તલાવડી ને મોતીડે બંધી પાળ રે ,
ચ્યમ જાઉં ઘર આંગણીયે , આજ ગરબો રંગે ચગ્યો મારા વ્હાલા
થઇ જાવ હું તો ઘેલી ઘેલી હૈયા હિલોળા ખાય મારા વ્હાલા ,
હે સરખે સરખી સાહેલી ઓ ટોળે ઝટપટ ઝટપટ જાય રે ,...
જીલણ જીલવા ગ્યા’તા , કે ગરબે ઘુમવા ગ્યા’તા...
હે દુધે તે ભરી તલાવડી ને મોતીડે બંધી પાળ રે ,

## ગરબો – ૪૦

હે માં તારો ગરબો ઝાકમઝોળ , ઘૂમે ગોળ ગોળ ,
પાવાગઢ ની પોળ માં રે લોલ ,
માં તારી ચુંદડી રાતીચોળ , ઉડે રંગચોળ ,
પાવાગઢ ની પોળ માં રે લોલ ,
હે માડી ગરબે ઘૂમે , હે સજી સોળ શણગાર ,
માંડી તારા ચારણો માં પાવન પગથાર ,
માં તારે ગરબે ફૂલનો હિંડોળ , મોંઘો અણમોલ ,
પાવાગઢ ની પોળ માં રે લોલ ,
હે માં તારો ગરબો ઝાકમઝોળ , ઘૂમે ગોળ ગોળ ,
પાવાગઢ ની પોળ માં રે લોલ ,
માં તારી ચુંદડી રાતીચોળ , ઉડે રંગચોળ ,
પાવાગઢ ની પોળ માં રે લોલ ,



## ગરબો – ૪૧

બહુ રંગ ઉમંગમાં પીછ પસારીને , બાદલસુ નિજ નેનન ધારીને
મેઘ મલાર ઉચારી ને આકુલ પ્રાણ કોને કલ-સાદ કરે ,
મારું મન મોર બની થનગાટ કરે ...
ઘર ઘરર ઘરર મેઘઘટા ગગને ગગને ગરજાટ ભારે ...
ગુમરી ગુમરી ગરજાટ ભારે ...
મારું મન મોર બની થનગાટ કરે ...
નવે ધાનભરી મારી સીમ ઝૂલે , નવ દિન કપોત ની પાંખ ખુલે ,
મધરા મધરા મલકઐને મેંડક મેહસું નેહસું બાત કરે
ગગને ગગને ગુમાંરાઈને પાગલ મેઘઘટા ગરજાટ ભારે ...
નવ મેઘ તણે નીલ આંજણીયે મારા ઘેઘુર નૈન ઝગાટ કરે
મારા લોચનમાં મદઘેન ભારે મારી આતમ લે'ર બિછાત કરે
સચરાચર શ્યામલ ભટ ધરે
મારો પ્રાણ કરી પુલકાટ ગયો પથરાઈ સારી વનરાઈ પરે
ઓ રે ! મેઘ અષાઢીલો આજ મારે દોય નેનનીલાંજન ઘેન ભરે
મારું મન મોર બની થનગાટ કરે ...
ઓલી કોણ કરી લત મોકળિયું ખડી આભ મહોલ અટારી પરે
ઉચી મેઘ મહોલ અટારી પરે , અને ચાકમ ચુર બે ઉર પરે
પચરંગીન બાદલ પાલવડે , કરી આડશ કોણ ઉભેલ અરે ,
ઓલી વીજ કરે અંજવાસ નવેસર રાસ જોવ અંકલાશ ચડે
ઓલી કોણ પયોધર સંઘરતી વીખરેલ લટે ખડી મેં'લ પરે
મારું મન મોર બની થનગાટ કરે ...
નદી તીર કેરા કુણા ઘાસ પરે પનીહાર એ કોણ વિચાર કરે
પટ-કુળ નાવે પાણી-ઘાટ પરે , એની સુનમાં મીટ મંડાઈ રહી
એની ગાગર નીર તણાઈ રહી , એને ઘર જવા દરકાર નહિ
મુખ માલતી ફૂલની કુપળ ચાવતી કોણ બીજા કેરું ધ્યાન ધારે
પનિહાર નવે શણગાર નદી કેરે તીર ગંભીર વિચાર કરે
મારું મન મોર બની થનગાટ કરે ...
ઓલી કોણ હિંડોળ ચગાવત એકલ ફૂલ બકુક ની ડાળ પરે
ચકચૂર બની ફૂલ-ડાળ પરે , વીખરેલ અંબોડાના વાળ ઝૂલે
દિયે દેહ-નીંડોળ ને ડાળ હાલે , શિર ઉપર ફૂલ ઝકોળ ઝરે
એની ઘાયલ દેહના છાયલ-છેડલા આભ ઉડી ફરકાટ કરે
ઓલી કોણ ફંગોળ લગાવત એકલ ફૂલ બકુલ ની ડાળ પરે
મારું મન મોર બની થનગાટ કરે ...

## જય શ્રી ખોડીયાર માં

## ગરબો – ૪૨

અંબા આવો તો રમી એ , અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો ,
ચુંદડી ની જોડ છે , મહી મારો ભાગ છે ,
મેં બોલાવી કેમના આવે , કેટલો મારો વાક છે ...
બહુચર આવો તો રમી એ , અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો ,
કડલા ની જોડ છે , મહી મારો ભાગ છે ,
મેં બોલાવી કેમના આવે , કેટલો મારો વાક છે ...
ખોડીયાર આવો તો રમી એ , અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો ,
નથડી ની જોડ છે , મહી મારો ભાગ છે ,
મેં બોલાવી કેમના આવે , કેટલો મારો વાક છે ...
મહાકાળી આવો તો રમી એ , અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો ,
ઝાંઝર ની જોડ છે , મહી મારો ભાગ છે ,
મેં બોલાવી કેમના આવે , કેટલો મારો વાક છે ...
ભદ્રકાલી આવો તો રમી એ , અમને રમતા ના આવડે
અમને રમી ને બતલાવો ,
એરિંગ ની જોડ છે , મહી મારો ભાગ છે ,
મેં બોલાવી કેમના આવે , કેટલો મારો વાક છે ...

## ગરબો – ૪૩

હે એવા વંદન વંદન આશાપુરા માત ને ,
હે એવા વંદન વંદન આશાપુરા માત ને ,
હે એશિયાની દેવી દેશ વિદેશ વિખ્યાત કચ્છ દેશ ના દેવી
એવો આશરો રે માગું આશાપુરા માતનો ,
હે એવો આશરો રે માગું આશાપુરા માતનો ,
હરે કુળ દેવી તું છે કચ્છ રાજ ની ... (૨)
હે આઈ  કરે છે દેશ ની તણી આણ રે કચ્છ દેશ ના દેવી
એવો આશરો રે માગું આશાપુરા માતનો ,
હે એવો આશરો રે માગું આશાપુરા માતનો ,
હે એવા વંદન વંદન આશાપુરા માત ને ,

## જય શ્રી આશાપુરા માં

## ગરબો – ૪૪

માયા નું મંડાણ માં જોગણી ,
જોગણી એ જગ માંડ્યો હો જીરે જીરે .... (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
પહેલા તે યુગમાં માતા પાર્વતીજી કહેવાયા ,
શિવ-શંકર ઘરે નારી હો જીરે જીરે .... (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
અમરીયા દૈત્ય ને માં તે સંહાર્યો ,
તોયે તું બાળ કુમારી હો જીરે જીરે .... (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
બીજા તે યુગમાં માતા સીતાજી કહેવાયા ,
રામચંદ્ર ઘરે નારી હો જીરે જીરે .. . (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
રાજા રાવણ ને માં તે સંહાર્યો ,
તોયે તું બાળ કુમારી હો જીરે જીરે.... (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
માયા નું મંડાણ માં જોગણી ,
ત્રીજા તે યુગમાં માતા દ્રોપદી કહેવાયા ,
પાંચ પાંડવ ઘરે નારી હો જીરે જીરે .. (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
રાજા દુર્યોધન ને માં તે સંહાર્યો ,
તોયે તું બાળ કુમારી હો જીરે જીરે ..... (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
માયા નું મંડાણ માં જોગણી ,
ચોથા તે યુગમાં માતા મહાકાળી કહેવાયા ,
પાવાગઢ પ્રગટાણી હો જીરે જીરે .. (૨)
માયા નું મંડાણ માં જોગણી ,
રાજા પતઈ ને માં તે સંહાર્યો ,
તોયે તું બાળ કુમારી હો જીરે જીરે .... (૨)
માયા નું મંડાણ માં જોગણી ,



## ગરબો – ૪૫

અંબા અભય પદ દાયિની રે ,
શ્યામા સાંભળજો સાદ ભીડ ભંજની , અંબા અભય પદ ...
હેમ હિંડોળે હીંચકે રે,હિચકે આરાસુરી માત ભીડ ભંજની,અંબા ..
સખીઓ સંગાથે કરે ગોઠડી રે , આવે આઠમની રાત ભીડ ભંજની
સર્વે આરાસુર ચોકા માં રે , આવો તો રમીએ રાસ ભીડ ભંજની ..
એવે સમે આકાશ થી રે , આવ્યો કરુણ પોકાર ભીડ ભંજની ,..
કોણે બોલાવી મુજને રે , કોણે કર્યો મને સાદ ભીડ ભંજની ,..
મધ દરિયો તોફાન માં રે , મડી ડૂબે મારું વહાણ ભીડ ભંજની,..
વાયુ ભયંકર ફૂંકતો રે , વેરી થયો વરસાદ ભીડ ભંજની ,..
પાણી ભરાણા વહાણ માં રે , એ કેમ કાઢ્યા જાય ભીડ ભંજની ..
આશા ભર્યો હું આવીયો રે , વ્હાલા જોતા હશે વાટ ભીડ ભંજની .
હૈયું રહે નહિ હાથ માં રે , દરિયે વાળ્યો દાત ભીડ ભંજની ,...
મારે તમારો આશરો રે , ધાઓ ધાઓ મારી માત ભીડ ભંજની ,..
અંબા હિંડોળે થી ઉતર્યા રે , ઉઠ્યા આરાસુરી માત ભીડ ભંજની ..
સખીઓ તે લાગી પૂછવા રે , ક્યાં કીધા પ્રયાણ ભીડ ભંજની ,..
વાત વધુ પછી પૂછજો રે , બાળ મારો ગભરાય ભીડ ભંજની ,..
ભક્ત મારો ભીડે પડ્યો રે , હું થી કેમ સહેવાય ભીડ ભંજની ,..
એમ કહી નારાયણી રે , સિંહે થયા અસવાર ભીડ ભંજની ,..
ત્રિશુલ લીધું હાથ માં રે , તાર્યું વણિક નું વહાણ ભીડ ભંજની ,..
ધન્ય જનેતા આપને રે , ધન્ય દયાના નિધન ભીડ ભંજની ,..
પ્રગટ પરચો આપનો રે , દયા કલ્યાણ કોઈ ગાય ભીડ ભંજની ,.
ભીડ બધી તેની ભાંગજો રે , સમયે કરજો સહાય ભીડ ભંજની ,..
અંબા અભય પદ દાયની રે , શ્યામા સાંભળજો સાદ ભીડ ભંજની

## ગરબો – ૪૬

લાવો કન્કુડીયા ને ચોખલિયા પિલાવો રે ,
એ રે ચોખલિયા આરાસુર મોકલાવો રે ,
આરાસુર થી અંબે માં વહેલા આવો રે ,
નહીરે આવો તો માંડી જશે તમારી લાજ રે ,
લાવો કન્કુડીયા ને ચોખલિયા પિલાવો રે ,
એ રે ચોખલિયા રાજપરા મોકલાવો રે ,
રાજપરા થી ખોડીયાર માં વહેલા આવો રે ,
નહીરે આવો તો માંડી જશે તમારી લાજ રે ,
લાવો કન્કુડીયા ને ચોખલિયા પિલાવો રે ,
એ રે ચોખલિયા પાવાગઢ મોકલાવો રે ,

પાવાગઢ થી મહાકાળી માં વહેલા આવો રે ,
નહીરે આવો તો માંડી જશે તમારી લાજ રે ,
લાવો કન્કુડીયા ને ચોખલિયા પિલાવો રે ,

## ગરબો – ૪૭

પીળી મટુડી લાવીયા ને કઈ બાંધ્યો પાવાગઢ રે માં ,
કાંગરે , કાંગરે દીવા બળે ત્યાં દીઠો કાળો નાગ રે માં ,
નાગને પાછો વાળ રે માં ,તને છતર ચઢાવું જોડા જોડ રે માં ,
પીળી મટુડી લાવીયા ને કઈ બાંધ્યો પાવાગઢ રે માં ,
કાંગરે , કાંગરે દીવા બળે ત્યાં દીઠો વાઘ દીપડો રે માં ,
તારા વાઘને પાછોવાળ રે માં,તને શ્રીફળ ચઢાવું જોડાજોડ રે માં
પીળી મટુડી લાવીયા ને કઈ બાંધ્યો પાવાગઢ રે માં ,

## ગરબો – ૪૮

ઘોર અંધારી રે રાતલડી માં નીકળ્યા ચાર અસવાર ,... (૨)
લીલે ઘોડે રે કોણ ચડે માં રાંદલ નો અસવાર ,
રાંદલ માવડી રે રણે ચડ્યા માં સોળે સજી શણગાર ,
સવા મણ નું રે સુખાલડું માં અધમણ ની કુલેર ,
રમજો રમજો રે ગોરણીયું તમે રમજો માજમ રાત ,
ઘોર અંધારી રે રાતલડી માં નીકળ્યા ચાર અસવાર ,
કાળે ઘોડે રે કોણ ચડે માં કાળકા નો અસવાર ,
કાળકા માવડી રે રણે ચડ્યા માં સોળે સજી શણગાર ,
સવા મણ નું રે સુખાલડું માં અધમણ ની કુલેર ,
રમજો રમજો રે ગોરણીયું તમે રમજો માજમ રાત ,
ઘોર અંધારી રે રાતલડી માં નીકળ્યા ચાર અસવાર ,
ધોળે ઘોડે રે કોણ ચડે માં બહુચર નો અસવાર ,
બહુચર માવડી રે રણે ચડ્યા માં સોળે સજી શણગાર ,
સવા મણ નું રે સુખાલડું માં અધમણ ની કુલેર ,
રમજો રમજો રે ગોરણીયું તમે રમજો માજમ રાત ,
ઘોર અંધારી રે રાતલડી માં નીકળ્યા ચાર અસવાર ,
રાતે ઘોડે રે કોણ ચડે માં ખોડીયાર નો અસવાર ,
ખોડીયાર માવડી રે રણે ચડ્યા માં સોળે સજી શણગાર ,
સવા મણ નું રે સુખાલડું માં અધમણ ની કુલેર ,
રમજો રમજો રે ગોરણીયું તમે રમજો માજમ રાત ,
ઘોર અંધારી રે રાતલડી માં નીકળ્યા ચાર અસવાર ,

**આઈ શ્રી ખોડીયાર માં**

## ગરબો – ૪૯

માં શંખલ તે પુર ના ચોક માં , દેવી અન્નપૂર્ણા
એ માયે સોળે લીધો શણગાર રે , દેવી અન્નપૂર્ણા
એ માને કડલા કાંબીઓ શોભતા , દેવી અન્નપૂર્ણા
એ માને હાર એકાવન શોભતા , દેવી અન્નપૂર્ણા
એ માને હારલે રતન જડેલા રે , દેવી અન્નપૂર્ણા
એ માને ભલે તે ટીલડી શોભતી રે , દેવી અન્નપૂર્ણા
એ માને નાથાડીએ રતન જડેલ રે , દેવી અન્નપૂર્ણા

## ગરબો – ૫૦

હે જગ જનની હે જગ દંબા , માત ભવાની શરણે લેજે , ..(૨)
આદ્યશક્તિ માં આદિ અનાદી , અરજી મારી ઉરમાં ધરજે ,. .હે ..
કોઈના તીર નું નિશાન બનીને , દિલ મારું તું વીંધાવા દેજે ,.હે .
ઘા સહી લઉં ઘા કરુ નહી કોઈને , એવી અંબા શક્તિ દેજે ,. હે .
હોઈ ભલે દુઃખ મેરુ સરીખા , રંજ એનો ના થાવા દેજે ,.. હે..
રાજ સરીખું દુઃખ જોઈ બીજાનું , રોવાના બે આંસુ દેજે ,.. હે...
આત્મા કોઈનો આનંદ પામેતો,ભલે સંતાપી લે મુજ આતમને હે .
આનંદ એનો અખંડ રહેજો , કંટક દે મને એને પુષ્પો દેજે .... હે..
ધૂપ બનું હું સુગંધ તું લેજે , રાખ બની મને ઉડી જાવા દેજે ..હે..
બળું ભલે હું બાળ નહિ કોઈને , જીવન મારું સુગંધિત કરજે ..હે..
અમૃત મળે કે ના મળે મુજને , આશિષ અમૃત તું તે દે જે ...હે..
ઝેર જીવન ના પી હું જાણું , પચાવવા ની તું માં શક્તિ દેજે .હે..
શક્તિ દે માં ભક્તિ દે માં , આ દુનીયા ના દુઃખ સહેવા દેજે ..હે..
હે જગ જનની હે જગ દંબા , માત ભવાની શરણે લેજે , ..(૨)

